# વ્યાકરણપરિચય

## ભાગ પહેલો



લેખક

ભાનુશંકર બા. વ્યાસ, એમ. એ.

# વ્યાકરણપરિચય

## પહેલો ભાગ

[ પ્રાથમિક શાળાના ધોરણુ ૪ થા અને અંગ્રેજી ધો. ૧ માટે ]

: લેખક :

ભાનુશંકર બા. વ્યાસ, એમ્. એ.

અધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઇ.

: પ્રકાશક :

ધી જનરલ બુક ડીપો

એજ્યુકેશનલ પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ ... ... મુંબઈ.

ચાર આના

# શા માટે ?



આપણે ત્યાં બાળકોને શીખવવા વ્યાકરણનાં અનેક પુસ્તકો છે, છતાં એક વધારે શા માટે ? શિક્ષકો તરફથી આવા અનેક પ્રયત્નો થતા રહે એ જરૂરનું છે અને દરેક શિક્ષક બાળકોને વ્યાકરણની અને ભાષાની વધારે સમીપ લાવવા પ્રયત્ન કરે એ ઇષ્ટ છે. શિક્ષકે તો પ્રચલિત બધાં પુસ્તકોથી પરિચિત રહેવું જોઇએ. ચિત્રો વડે વિષયને વધારે સરળ બનાવવાનો પ્રયત્ન આમાં છે. છતાં કોઈ પણ પુસ્તક કરતાં શિક્ષણનું મોટામાં મોટું અને સજીવ સાધન તો શિક્ષક પોતે જ છે. ભાષાથી નિરાળું વ્યાકરણ શીખવવાનો કાંઇ અર્થ નથી એટલે આમાં લેખનને માટે બને તેટલો અવકાશ રાખેલો છે. તે ઉપરાંત સબ્દસમૂહ (વાકયખંડ કહીએ તો ?), હ્રસ્વ સ્વર અને દીર્ઘ સ્વર, દ્વિકર્મક ક્રિયાપદ વગેરે જરૂર લાગે ત્યાં અને જરૂર લાગે તેવી રીતે સ્પર્શવા શિક્ષક માટે રાખેલ છે. જેમણે વ્યાકરણનાં પુસ્તકો રચ્યાં છે તે સૌનો ગુજરાતી ભાષાના અભ્યાસી તરીકે હું ઋણી છું.

તત્સમ શબ્દોની જોડણી બાળકોના મગજ ઉપર ઠસાવવામાં આવે એ જરૂરનું છે. એ માટે પણ શિક્ષકો સાવધ રહે એ ઇષ્ટ તે. વ્યાકરણનો પરિચય કરાવતા અનેક પ્રયાસો થાય એ જરૂરનું છે એમ પણ હું માનું છું. શિક્ષકભાઈઓની સૂચનાઓ જરૂર માથે ચડાવીશ. ગુજરાતી ભાષાના વ્યાકરણની કેટલીક ગૂંચો ઉકેલવાનો અવસર એમ આવે તો પણ સારું.

ભાનુશંકર બા. વ્યાસ.

# અનુક્રમણિકા

| પાઠ | | પાનું |
|---|---|---|
| ૧ | વાકય .... .... .... .... | ૧ |
| ૨ | શબ્દ .... .... .... .... | ૫ |
| ૩ | અક્ષર .... .... .... .... | ૭ |
| ૪ | વાકયના વિભાગ .... .... .... | ૧૧ |
| ૫ | શબ્દ અને પદ .... .... .... | ૧૫ |
| ૬ | ક્રિયાપદ અને કર્તા .... .... .... | ૧૭ |
| ૭ | નામ .... .... .... .... | ૨૨ |
| ૮ | સર્વનામ .... .... .... | ૨૭ |
| ૯ | વિશેષણ .... .... .... | ૩૧ |
| ૧૦ | ક્રિયાવિશેષણ અને વિશેષણનું વિશેષણ .... | ૩૭ |
| ૧૧ | અવ્યય .... .... .... .... | ૪૨ |
| ૧૨ | કૃદન્ત .... .... .... .... | ૪૫ |
| ૧૩ | ક્રિયાપદનું કર્મ .... .... .... | ૪૮ |
| ૧૪ | વાકયપૃથક્કરણ .... .... .... | ૫૩ |
| ૧૫ | પદચ્છેદ .... .... .... | ૫૭ |
| ૧૬ | શબ્દનો અર્થ .... .... .... | ૫૯ |

## લેખન વિભાગ

| | લેખન ચિત્ર ૧ .... .... .... | ૬૧ |
|---|---|---|
| | લેખન ચિત્ર ૨ .... .... .... | ૬૨ |
| | લેખન ચિત્ર ૩ .... .... .... | ૬૩ |
| | લેખન ચિત્ર ૪ .... .... .... | ૬૪ |

# વ્યાકરણપરિચય

## પહેલો ભાગ

## પાઠ પહેલો

### વાક્ય



ટપાલી કાગળ લાવે છે.



છોકરો પાવો વગાડે છે.



દરજી કપડું સીવે છે.

ઉપરનાં ચિત્રો નીચે જે લખાણ છે તે વાંચો. એ દરેક લખાણમાંથી શું સમજાય છે? ચિત્રમાં જે દેખાય છે, તે નીચેના લખાણથી બરાબર સમજાય છે?

એ લખાણ નીચે પ્રમાણે હોય તો?

| | | |
|---|---|---|
| ટપાલી | કાગળ | — |
| — | કપડું | સીવે છે. |
| છોકરો | — | વગાડે છે. |

**આ પ્રમાણે લખવાથી ચિત્રમાં જે છે, તે બરાબર સમજાય છે? દરેક લખાણુમાં કાંઇક અધૂરું લાગે છે?**

આપણે કોઇને કાંઈ કહેવું હોય તો આપણે જે કહેવાનું હોય તે પૂરેપૂરું સમજાય એવી રીતે જ કહીએ છીએ. **ચોથી તારીખે રજા છે** એમ કહેવાનું હોય ત્યારે શિક્ષક **ચોથી તારીખે છે** અથવા **રજા છે** એટલું જ બોલે તો? પૂરેપૂરો અર્થ ન સમજાય.

નીચેના પ્રશ્નોના જવાબ આપો.

રમેશને ચંદુ પાસેથી પેન્સિલ જોઇતી હોય તો તે શું કહે?

મધુકરને શિક્ષક પાસે પાણી પીવા જવાની રજા માગવી હોય તો તે શું કહે?

આ પ્રમાણે જેમાંથી પૂરો અર્થ નીકળે એવું જ આપણે હમેશાં બોલીએ છીએ અને આપણે જે બોલીએ અથવા લખીએ તેમાંથી જ્યારે પૂરો અર્થ નીકળે ત્યારે આપણું જે બોલેલું કે લખેલું હોય તે **વાક્ય** કહેવાય.

નીચે લખેલાં વાકયો વાંચો.

૧ આવો.

૨ મોહન, બોલ.

૩ હું ભાત ખાઉં છું.

૪ અમે રોજ ફરવા જઇએ છીએ.

આ ચારમાંનું દરેક વાકય તમને સરખું લાંબું લાગે છે? ન લાગતું હોય તો શા માટે?

તે સાથે જ એક બીજો વિચાર કરો. આ વાકયોમાં **આવો, મોહન, ભાત, અમે** વગેરે છે તેને આપણે શું કહીએ છીએ? એ

બધા શબ્દો કહેવાય છે. આ પ્રમાણે વાક્ય શબ્દોનું બને છે. પણ કોઈ વાકયમાં ઓછામાં ઓછા કેટલા શબ્દ હોય તેનો વિચાર કરો. ઉપર આપેલાં ચાર વાક્ય જોઇ જાઓ. ઓછામાં ઓછો એક અને વધારેમાં વધારે ગમે તેટલા શબ્દ વાક્યમાં આવે.

ત્યારે વાક્યમાં શું હોવું જોઇએ તે કહો.

( ૧ ) વાકયમાં એક અથવા એકથી વધારે ગમે તેટલા શબ્દો હોવા જોઇએ.

( ૨ ) વાકયમાં પૂરો અર્થ પણ નીકળવો જોઇએ.

હવે નીચે આપેલાં લખાણોમાં કેટલાં વાકયો છે અને કેટલાં નથી તે શોધી કાઢો.

( ૧ ) છોકરા રમવા ગયા.
( ૨ ) મોહન રાતે પાઠ વાંચીને.
( ૩ ) મારી બા સવારે.
( ૪ ) બેસો.
( ૫ ) હું આવતી કાલે આવીશ.

નીચેના લખાણમાં બે વાકયો ગૂંચવાઈ ગયાં છે તે શોધી કાઢો.

હું ઘોડિયામાં પાઠ બાળક મારા ઊંઘે છે વાંચું છું.

નીચે આપેલા શબ્દોમાંથી તમારાથી બને તેટલાં વાકયો બનાવો.

મેં ગોપાલે તમે ચોપડી રોટલી ફળ ખાધી વાંચી ચાખ્યું.

નીચે એક એક શબ્દ આપ્યો છે. તે ઉપરથી વાકયો બનાવો.

( ૧ ) ગાય
( ૨ ) કેરી
( ૩ ) શિયાળામાં

( ૪ ) અમે
( ૫ ) નિશાળમાં

જાતે વિચાર કરીને ગમે તેવાં પાંચ વાકય લખો.

( ૧ )
( ૨ )
( ૩ )
( ૪ )
( ૫ )

## યાદ રાખો

( ૧ ) પૂરો અર્થ ન સમજાય એવી રીતે ગમે તેટલા શબ્દો ભેગા કરીએ તો પણ વાકય બનતું નથી.

( ૨ ) આપણે કાંઇ બોલવાનું અથવા લખવાનું હોય ત્યારે તે વાકયોથી કહીએ છીએ.

# પાઠ બીજો

## શબ્દ



ઝાડ



સૂર્ય



ચોપડીઓ



છબી



પંખો



ઘડિયાળ

આપણે શબ્દો વડે વાક્યો બનાવીએ છીએ. પણ એ શબ્દો શું છે તે વિચાર કરો. ગાય, હાથી–આ બે શબ્દો તમને કહેવામાં આવે તો તમે શું સમજો છો? આવે છે, જાય છે, રમે છે– એ શબ્દોથી તમે કંઈક સમજો છો તેનું કારણ શું? તેનું કારણ એ કે શબ્દોમાં અર્થ હોય છે. જેમાંથી અર્થ ન નીકળે તે શબ્દ ન કહેવાય.

હવે આ પાઠની શરૂઆતમાં છાપેલાં ચિત્રો જુઓ. એ દરેક ચિત્ર નીચે એક એક શબ્દ છાપેલો છે. એ શબ્દથી તમને ઉપરનું

ચિત્ર સમજાય છે ? તેનું કારણ શું ? કારણ કે દરેક શબ્દમાં અર્થ છે. નીચે આપેલા દરેક વાકયમાં કેટલા શબ્દો છે તે કહો.

( ૧ ) ગોવિંદ ભલો માણુસ છે.

( ૨ ) હું અમદાવાદ જઈશ.

( ૩ ) આપણે ગુજરાતી છીએ.

( ૪ ) તમે કેટલા શબ્દો જાણો છો ?

ક થી શરૂ થતા પાંચ શબ્દો લખો.

| | |
|---|---|
| મહારાજ | ચંદ્રવદન |
| નરસિંહરાવ | રમણુલાલ |

આ દરેક શબ્દમાંથી તમારાથી બને તેટલા શબ્દો બનાવો. કેવી રીતે બનાવશો તે જુઓ. પહેલાં આપણે **મહારાજ** શબ્દ લઈએ. તેમાંથી આટલા શબ્દ બને.

મહા=મોટું

રાજ=રાજા, રાજ્ય.

રામ=દશરથ રાજાના સૌથી મોટા પુત્ર.

હામ=હિંમત.

જમ=મૃત્યુનો દેવ.

જરા=થોડું.

મજ=મુજ, મારું.

તમે જાણુતા હો તેવા વીસ શબ્દો લખો.

## યાદ રાખો

( ૧ ) દરેક શબ્દમાં અર્થ હોય છે જ.

( ૨ ) વધારે શબ્દો જાણુવાથી આપણે વધારે સમજી શકીએ અને વધારે સમજાવી શકીએ.

# પાઠ ત્રીજો

## અક્ષર

વાકયો શબ્દોથી બને છે તે આપણે જોયું. હવે શબ્દો શાના બને છે તે વિચાર કરો. આગળના પાઠમાં આવેલા સૂર્ય, પંખો, ચોપડી વગેરે શબ્દો યાદ કરો. તેમાં **સૂ ર્ય પં ખો ચો પ ડી** વગેરે શું છે? એ બધા અક્ષરો કહેવાય છે. શબ્દો અક્ષરોના બને છે. પણ શબ્દમાં તો અર્થ હોવો જોઇએ એટલે ગમે તેમ અક્ષરો ગોઠવી દઇએ તો શબ્દ ન બને.

**પંખો** લખવાને બદલે **ખોપં** કે **ચોપડી** લખવાને બદલે **ડીચોપ** લખો તો અર્થ સમજાય છે? ના. ત્યારે **ખોપં** અને **ડીચોપ** શબ્દો ન કહેવાય.

આ પ્રમાણે અક્ષરોના શબ્દો બને અને શબ્દોનાં વાકયો બને. અને અક્ષરો દરેક ભાષામાં હોય છે. અક્ષરો ન હોય તે કેમ ચાલે? આપણી ગુજરાતી ભાષામાં પણ મૂળ અક્ષરો છે. એ બધા આપણે બોલવામાં અને લખવામાં વાપરીએ છીએ.

**અ આ ઇ ઈ ઉ ઊ ઋ એ ઐ ઓ ઔ**

આ બધા અક્ષરો બોલી જાઓ. આટલા અક્ષરોને **સ્વર** કહે છે.

**ક ખ** ગ આ ત્રણમાંથી ગમે તે એક અક્ષર બોલો. એમાં જરા પણ **અ** ન આવે એવી રીતે બોલો. બોલાય છે? ના. કારણ કે આ ત્રણ અને બીજા એવા કેટલાક અક્ષરો આપણી ભાષામાં છે, જે ઉપર જણાવેલા કોઈ એકાદ સ્વરની મેળવણી વગર બોલી જ ન શકાય. ઉપર આપેલા સ્વરો બોલતાં તમારે કાંઇ બીજું તેમાં

મેળવવું પડે છે? ના. એટલે સ્વરો બીજા કોઈ પણ અક્ષરની મેળવણી વગર બોલી શકાય છે.

સ્વરની મેળવણી વગર ન બોલી શકાય તેવા અક્ષરોને વ્યંજનો કહે છે. અને કોઇ વ્યંજનમાં સ્વરની મેળવણી ન થઈ હોય ત્યારે તેની નીચે ્ આવી નિશાની મૂકવામાં આવે છે. એવા વ્યંજનો કેટલા છે?

ક્ ખ્ ગ્ ઘ્ ઙ્
ચ્ છ્ જ્ ઝ્ ઞ્
ટ્ ઠ્ ડ્ ઢ્ ણ્
ત્ થ્ દ્ ધ્ ન્
પ્ ફ્ બ્ ભ્ મ્
ય્ ર્ લ્ વ્
શ્ ષ્ સ્
હ્
ળ્

આ બધાં વ્યંજનોમાં સ્વરો કેવી રીતે ભળે છે? ક્ માં એક પછી એક બધા સ્વરો ભેળવો. ક કા કિ કી કુ કૂ કૃ કે કૈ કો કૌ — આ પ્રમાણે થશે. આ જ પ્રમાણે ત્ અને પ્ માં બધા સ્વરો ભેળવીને લખો.

રામ સીતા હરિ ગુરુ વન છોકરો — આ બધા શબ્દોને છેડે કયા કયા સ્વર છે તે કહો.

ભીનું ઇંટ આંખ કાંજી કંઠ—આ બધા શબ્દોમાં સ્વરો અને વ્યંજનો ઉપરાંત બીજું શું છે? કેટલાક અક્ષરોને માથે ટપકું છે. એ ટપકું અનુસ્વાર કહેવાય છે. એકલા સ્વર ઉપર

અથવા જેમાં સ્વર ભળેલો હોય એવા વ્યંજન ઉપર જ અનુસ્વાર આવે છે. અનુસ્વાર આપણે કેમ બોલીએ છીએ તેનો વિચાર કરો.

પંડિત સિંહ હંસ વાંસ પાંખ–આ શબ્દો બોલી જાઓ.

દુઃખ, નિઃશંક, પ્રાતઃસ્નાન—આ ત્રણ શબ્દોમાં સ્વર, વ્યંજન અને અનુસ્વાર ઉપરાંત બીજું શું છે? કેટલાક અક્ષરો આગળ બે ટપકાં છે. : આવી નિશાનીને વિસર્ગ કહે છે. એકલા સ્વર આગળ અથવા જેમાં સ્વર ભળેલો હોય એવા વ્યંજન આગળ જ વિસર્ગ આવે છે. વિસર્ગ આપણે કેમ બોલીએ છીએ તેનો વિચાર કરો. પ્રાતઃસ્નાન, દુઃખ, નિઃશંક એ શબ્દો ફરીથી બોલી જાઓ.

સૂર્ય, સ્વર, વ્યંજન, પ્રગટ, બ્રાહ્મણ, ઈશ્વર–આ બધા શબ્દો વાંચો. આ શબ્દોમાં ર્ય, સ્વ, વ્યં, પ્ર, બ્રા, હ્મ, શ્વ વગેરે અક્ષરોમાં બે વ્યંજનો જોડાયેલા છે. આવા અક્ષરો જોડાક્ષર કહેવાય છે. તે કેમ બને છે તે જુઓ.

ર્ + ય્ + અ = ર્ય
સ્ + વ્ + અ = સ્વ
વ્ + ય્ + અં = વ્યં
પ્ + ્ર + અ = પ્ર
બ્ + ર્ + આ = બ્રા
હ્ + મ્ + અ = હ્મ
શ્ + વ્ + અ = શ્વ

આ પ્રમાણે બે ત્રણ વ્યંજનો વચ્ચે સ્વર ન હોય તો તે જોડાઈ જાય છે અને તેથી જોડાક્ષર બને છે.

આપણી ભાષામાં ક્ષ્ અને જ્ઞ્ એવા બે વ્યંજનો છે એ પણ તમને યાદ હશે. તે ઉપર આપેલા વ્યંજનોમાં કેમ ન આવ્યા?

કારણુ કે તે નવા વ્યંજનો નથી, પણુ આપણે ઉપર ગણુાવેલા વ્યંજનોમાંથી બનેલા જોડાક્ષરો છે.

ક્ + ષ્ = ક્ષ્
જ્ + ઞ્ = જ્ઞ્

નીચે આપેલા શબ્દો કયા કયા સ્વરો અને વ્યંજનોના બનેલા છે તે છૂટા પાડીને સમજાવો.

કૃષ્ણુ, સ્વરાજ્ય, સ્ત્રી, પ્રાણુ, જ્ઞાન, જ્યોતીન્દ્ર, ગણુપતિ, વ્યાકરણુ, શિક્ષક, વિદ્યા.

## યાદ રાખો

( ૧ ) શબ્દો અક્ષરોના બને છે.
( ૨ ) સ્વરો અને વ્યંજનો અક્ષરો કહેવાય છે.
( ૩ ) સ્વરોના ઉચ્ચાર સ્વતંત્ર રીતે થઇ શકે છે.
( ૪ ) વ્યંજનોના ઉચ્ચાર સ્વરની મેળવણી વગર થઇ શકતા નથી,
( ૫ ) અનુસ્વાર કે વિસર્ગ સ્વર પછી જ આવે છે.
( ૬ ) ક્ષ્ અને જ્ઞ્ જોડાક્ષર છે.

# પાઠ ચોથો

## વાક્યના વિભાગ



પંખી————



એક છોકરો————



છોકરી————



ભરવાડ————

વાક્યમાંથી પૂરો અર્થ નીકળવો જોઈએ એ તમે શીખી ગયા. નીચે આપેલાં લખાણ વાક્ય છે કે નહિ તે જુઓ.

૧ પંખી.
૨ એક છોકરો.
૩ છોકરી.
૪ ભરવાડ.

આ ચારમાંથી પૂરો અર્થ સમજાય છે? ના. માટે તે વાકયો ન કહેવાય.

નીચેનાં બીજાં ચાર લખાણુ જુઓ.

ઊડે છે.

બીજાને ચિત્ર દેખાડે છે.

હાથ ધુએ છે.

કૂતરાને પંપાળે છે.

આ ચાર પણુ વાકયો છે કે નહિ ? ના. કારણુ કે તેમાંથી પણુ પૂરો અર્થ નીકળતો નથી.

હવે નીચેનાં લખાણુ સાથે વાંચો.

| | |
|---|---|
| ૧ પંખી | ઊડે છે. |
| ૨ એક છોકરો | બીજાને ચિત્ર દેખાડે છે. |
| ૩ છોકરી | હાથ ધુએ છે. |
| ૪ ભરવાડ | કુતરાને પંપાળે છે. |

આ ચારમાંથી હવે પૂરો અર્થ સમજાય છે? હા. એટલે આ ચાર વાકયો થયાં.

આપણે વાક્ય શા માટે બોલીએ છીએ અથવા લખીએ છીએ તે વિચારો. આપણે કાંઈક કહેવાનું હોય તે માટે આપણે વાકય બોલીએ છીએ. ત્યારે વાકયમાં કાંઈક કહેવાનું હોય એ તો ચોક્કસ. પણુ જે કહેવાનું હોય તે પાછું કોઈને વિષે–કોઈને માટે કહેવાનું હોય છે. આ પ્રમાણે દરેક વાકયના બે વિભાગ પડે. એક– વાકયમાં જે કહેવાનું હોય તે વિભાગ અને બીજો–જેના વિષે તે કહેવાનું હોય તે વિભાગ.

ઉપર આપેલાં ચાર વાકયોના એ પ્રમાણે વિભાગ કરો.

| કોના વિષે કહેવાનું છે ? | શું કહેવાનું છે ? |
| --- | --- |
| પંખી | ઊડે છે. |
| એક છોકરો | બીજાને ચિત્ર દેખાડે છે |
| છોકરી | હાથ ધુએ છે. |
| ભરવાડ | કૂતરાને પંપાળે છે. |

જેના વિષે કહેવાનું હોય તે વિભાગને ઉદ્દેશ્ય કહે છે. જે કહેવાનું હોય તે વિભાગને વિધેય કહે છે. અને આવી રીતે વાકયના બે વિભાગ કરવા તે પૃથક્કરણ કહેવાય છે.

નીચેનાં વાકયોમાં ઉદ્દેશ્ય અને વિધેય જુદાં પાડો.

અમારા શિક્ષક ભલા છે.

અમે પરીક્ષામાં બેઠા.

મારો કાળો કૂતરો નાસી ગયો છે.

ચીનુની બા અમદાવાદ ગયાં.

શહેરના ઘણા રસ્તા પહોળા હોય છે.

| ઉદ્દેશ્ય | વિધેય |
| --- | --- |
| | |

વિધેય મૂકીને વાકયો બનાવો.

મારી ચોપડી ________________

તમે ________________

વરસાદનું પાણી ________________

સાચું બોલનાર માણસ ________________

નાનાં બાળકો ________________

ઉદ્દેશ્ય મૂકીને વાકયો બનાવો.

________________ રોજ વહેલા ઊઠીએ છીએ.

________________ ખારું હોય છે.

________________ સારી ચોપડીઓ વાંચો છો?

________________ ભીખ માગે છે.

________________ પાણી વરસાવે છે.

## યાદ રાખો

(૧) દરેક વાકયના બે વિભાગ પડે છે. (૧) ઉદ્દેશ્ય (૨) વિધેય.

(૨) જેના વિષે કંઇ કહેવાનું હોય તે ઉદ્દેશ્ય કહેવાય છે.

(૩) જે કહેવાનું હોય તે વિધેય કહેવાય છે.

# પાઠ પાંચમો

## શબ્દ અને પદ

દરેક વાક્યમાં પૂરો અર્થ નીકળે છે એ આપણે જોયું. હવે એ અર્થ કેવી રીતે નીકળે છે તેનો વિચાર કરો.

**રમેશ હમેશાં સાચું બોલે છે.**

આ વાક્યમાં કેટલા શબ્દ છે? (૧) રમેશ (૨) હમેશાં (૩) સાચું (૪) બોલે છે. આ શબ્દો વાક્યમાં વપરાયેલા છે. વાક્યમાં વપરાયેલા શબ્દોને **પદ** કહે છે. એટલે આ વાક્ય ચાર પદનું બનેલું છે.

એ ચાર પદ વાક્યમાં ગોઠવાયાં એટલે વાક્યમાંથી અર્થ નીકળ્યો. એ અર્થ નીકળવાનું કારણ શું? એ ચાર પદોનો એક બીજા સાથે એવો સંબંધ છે કે તેમાંથી અર્થ નીકળે છે.

**રમેશ ખાઇને સાચું આવે આજે.**

આ લખાણ વાંચો. આમાંથી કાંઈ અથ નીકળે છે? ના. કારણ કે શબ્દોનો એક બીજા સાથે સંબંધ જ બેસતો નથી. એટલે આ તો વાક્ય જ ન કહેવાય.

**રમેશ હમેશાં સાચું બોલે છે.**

આ વાક્ય ફરીથી તપાસો. એમાં દરેક પદનો કંઇક અર્થ છે કે નહિં તે વિચારો.

| | |
|---|---|
| રમેશ એટલે શું | એ નામનો છોકરો. |
| હંમેશાં એટલે? | રોજ. |
| સાચું એટલે? | બન્યું હોય તેવું, ખરું. |
| બોલે છે એટલે? | બોલવાનું કામ કરે છે. |

આ પ્રમાણે દરેક પદનો કંઈક અર્થ છે અને એ બધા અર્થ મળીને વાકયનો એક પૂરો અર્થ બને છે.

૧ ચાલ.

૨ ખા.

૩ જલદી ચાલ.

૪ કેરી ખા.

૫ ઇન્દુ, જલદી ચાલ.

૬ બચુ, કેરી ખા.

આ દરેક વાકયમાં કેટલાં પદ છે તે કહો.

આવાં વાકયોનાં પદોને જુદાં કરી તેના વર્ગ પાડવાના કામને **પદચ્છેદ** કહે છે. પદચ્છેદ એટલે વાકયોનાં પદોનો છેદ–દરેક પદને છૂટું છૂટું સમજાવવું તે.

દરેકમાં પાંચ પદ હોય એવાં પાંચ વાકય બનાવો.

(૧) ______________________

(૨) ______________________

(૩) ______________________

(૪) ______________________

(૫) ______________________

## યાદ રાખો

(૧) વાકયમાં વપરાયેલા શબ્દ પદ કહેવાય છે.

(૨) દરેક પદને છૂટું પાડીને સમજાવવું તેને પદચ્છેદ કહે છે.

# પાઠ છઠ્ઠો

## ક્રિયાપદ અને કર્તા


બાળક ખાય છે.


બાળક વાંચે છે.


બાળક લખે છે.


બાળક રમે છે.


બાળક દોડે છે.


બાળક ઊંઘે છે.

વાક્યો શબ્દોનાં કે પદોનાં બને છે તે આપણે જોયું. ઉપરના બધાં ચિત્રો જોઇ જાઓ. એ ચિત્રો નીચે લખેલાં વાક્યો જોઇ જાઓ. દરેક વાક્યમાં કેટલાં પદ છે તે કહો.

પહેલા ચિત્રમાં બાળક શું કરે ? ખાય છે.
છેલ્લા ચિત્રમ બાળક શું કરે ? ઊંઘે છે.

આ પ્રમાણે જે કંઇ કરવામાં આવે તે ક્રિયા કહેવાય છે.

ફરીને એક વાકય લો. **બાળક ખાય છે.** એટલે બાળક ખાવાનું કામ કરે છે અથવા બાળક ખાવાની ક્રિયા કરે છે. આ વાકયમાં કેટલાં પદો છે.? બે (૧) બાળક (૨) ખાય છે. ખાવાની ક્રિયા કરે છે—એમ કયા પદથી સમજાય છે? **ખાય છે** પદથી. માટે **ખાય છે** —એ ક્રિયાપદ કહેવાય અને જે પદ ઉપરથી ક્રિયા સમજાય તે ક્રિયાપદ.

ચિત્રો નીચે આપેલાં બધાં વાકયો વાંચો. એ દરેકમાં બાળક કઈ કઈ ક્રિયા કરે છે તે જણાવો અને બાળક અમુક ક્રિયા કરે છે તે કયાં પદો ઉપરથી સમજાય છે તે જણાવો.

બાળક **ખાય છે.**
બાળક **વાંચે છે.**
બાળક **લખે છે.**
બાળક **રમે છે.**
બાળક **દોડે છે.**
બાળક **ઊંઘે છે.**

આ બધાં વાકયોમાંથી ક્રિયાપદો શોધી કાઢો.

હવે નીચે પ્રમાણે લખાણુ હોય તો?

ખાતું બાળક
વાંચતું બાળક
લખતું બાળક
રમતું બાળક
દોડતું બાળક
ઊંઘતું બાળક

બાળક શી ક્રિયા કરે છે તે સમજાય છે કે નહિં? ખાતું એટલે ખાવાની ક્રિયા કરતું. ત્યારે ખાતું એ ક્રિયાપદ છે? ના.

ક્રિયાપદ ક્રિયા તો બતાવે જ છે પણ તે સાથે એક બીજું કામ પણ કરે છે અને તે વાકયના અર્થને પૂરો કરવાનું. એટલે કઇ ક્રિયા કરવામાં આવે છે તે બતાવે અને વાકયના અર્થને પૂરો કરે તે જ ક્રિયાપદ કહેવાય.

હવે ખાવાનું, વાંચવાનું, લખવાનું વગેરે કામ કોણ કરે છે તે કહો. એ બધી ક્રિયા બાળક કરે છે. માટે બાળક ક્રિયા કરનાર કહેવાય. વાકયમાં જે ક્રિયા કરનાર હોય તેને **કર્તા** કહેવામાં આવે છે.

નીચે આપેલાં વાકયોમાં શી ક્રિયા કરવામાં આવે છે અને તે કોણ કરે છે તે કહો.

વાદળાં ગાજે છે.
અમે જમ્યા.
પોપટ ઊડે છે.
સૂર્ય આથમ્યો છે.
ફળ પડે છે.

આ વાકયોમાંથી કર્તા અને ક્રિયાપદ શોધી કાઢો.

| **કર્તા** | **ક્રિયાપદ** |
| --- | --- |

નીચે આપેલાં વાકયોમાં કર્તા નીચે લાલ લીટી અને ક્રિયાપદ નીચે ભૂરી લીટી દોરો.

અમે રોજ નિશાળે જઇએ છીએ.
શિક્ષક અમને શીખવે છે.
તમે હમેશાં સાચું બોલો છો ?
દાકતર દરદીને તપાસે છે.
બળદ નીચે બેઠો છે.

ગાય શબ્દને કર્તા બનાવીને પાંચ વાકયો લખો.

૧ ______________________________
૨ ______________________________
૩ ______________________________
૪ ______________________________
૫ ______________________________

નીચે આપેલાં વાકયો વાંચો અને તેમાં કઇ ક્રિયા થાય છે તે જણાવો.

( ૧ ) મગન ઘરમાં છે.
( ૨ ) આ રાજા છે.
( ૩ ) તળાવમાં પાણી છે નહિ.
( ૪ ) તળાવમાં પાણી નથી.

છે શબ્દ એકલો હોય ત્યારે શી ક્રિયા બતાવે છે તેનો વિચાર કરો. **નથી** શબ્દમાં કયું ક્રિયાપદ છે તેનો વિચાર કરો. છે શબ્દ માત્ર હોવાની સ્થિતિ બતાવે છે, છતાં તે ક્રિયાપદ છે. **નથી**–શબ્દમાં છે ક્રિયાપદ સમાયેલું છે. નથી=છે નહિ.

નીચેનાં ક્રિયાપદોના કર્તા મૂકો.

______________ બોલતા હતા.

______________ આવ્યા છીએ.

______________ છે.

______________ જશે.

## યાદ રાખો

( ૧ ) ક્રિયાપદ ક્રિયા થાય છે એમ બતાવે છે અને વાક્યનો અર્થ પણ પૂરો કરે છે.

( ૨ ) વાક્યમાં ક્રિયા કરનાર જે પદ હોય તે કર્તા કહેવાય છે.

( ૩ ) છે શબ્દ એકલો પણ ક્રિયાપદ બની શકે છે.

# પાઠ સાતમો

## નામ







______ ______ ______








______ ______ ______

મોર હાથી ધજા મોજાં પેટી પૈસો

ઉપર છ ચિત્રો આપેલાં છે. એ દરેકને આપણે જે શબ્દથી ઓળખીએ છીએ તે શબ્દો બધા એક સાથે નીચે આપેલા છે. એમાંથી દરેક ચિત્રને ઓળખાવનારો જે શબ્દ હોય તે તેની નીચે મૂકો.

આ છ શબ્દોમાં જીવવાળાં પ્રાણી કેટલાં છે? બે. (૧) હાથી (૨) મોર. જીવ વગરના પદાર્થ કેટલા છે? ચાર. (૧) પેટી (૨) પૈસો, (૩) મોજાં, (૪) ધજા.

વાકયમાં આપણે બીજાને કાંઇક કહેવા કે સમજાવવા પ્રયત્ન કરીએ છીએ તે તમે જાણો છો. તે સાથે જ આપણે કાંઈક કહેવાનું પણ હોય છે. અને જે કહેવાનું હોય છે તે કોઈકને વિશે પણ હોય છે. પણ આ કોઇક એટલે શું? **કોઇક ઊંઘે છે** એમ આપણે કહીએ તો સાંભળનાર શું સમજે? તેને બદલે આપણે **બાળક ઊંઘે છે** કે **ચંદુ ઊંઘે છે** એમ કહીએ તો સાંભળનાર તરત સમજી જશે, કારણ કે આપણે **કોઇક** ને ઓળખાવવા માટે **બાળક** અથવા **ચંદુ** શબ્દ વાપર્યો.

આ રીતે આપણે જેના વિશે વાત કરવી હોય તેને ઓળખાવવા જુદા જુદા શબ્દો વાપરીએ છીએ. તમારી આસપાસ નજર કરો. તમે ઓળખો અથવા ઓળખાવી શકો એવી કેટલી વસ્તુઓ છે તે જુઓ. એ બધી વસ્તુઓને ઓળખવા કે ઓળખાવવા તમે જે શબ્દો વાપરતા હો તે લખી જાઓ.

(૧) (૨) (૩) (૪) (૫)

.......................................................................................................

.......................................................................................................

દરિયાના પાણીમાં **ખારાશ** છે.
આ માણસમાં **દયા** નથી.
હાથીની **ચાલ** ધીમી હોય છે.
અરવિંદનું **વાંચન** સારું છે.

આ ચાર વાકયો વાંચી જાઓ આ વાકયોમાં **ખારાશ, દયા, ચાલ, વાંચન** એ ચાર શબ્દો શાને ઓળખાવવા માટે વપરાયા છે તેનો વિચાર કરો. ખારાશ એ પાણીનો સ્વાદ એટલે ગુણ છે, **અને**

દયા એ માણસનો ગુણ છે. ચાલ એટલે ચાલવાનું કામ—ચાલવાની ક્રિયા. વાંચન એટલે વાંચવાનું કામ—વાંચવાની ક્રિયા. આ પ્રમાણે ગુણ અને ક્રિયાને ઓળખવા કે ઓળખાવવા માટે પણ આપણે અમુક શબ્દો વાપરીએ છીએ.

આ બધા શબ્દો જે આપણે પ્રાણી, પદાર્થ, ગુણ અને ક્રિયાને ઓળખવા માટે વાપરીએ છીએ તે **નામ** કહેવાય છે. ક્રિયાને ઓળખાવનાર શબ્દ તે નામ અને ક્રિયાનો પૂરો અર્થ બતાવનાર શબ્દ તે ક્રિયાપદ એ ભૂલવું નહિ.

આપણે પોતે કયા શબ્દથી ઓળખાઇએ છીએ તેનો વિચાર કરો. આપણે પણ **નામ**થી ઓળખાઇએ છીએ અને આપણે પણ પ્રાણી છીએ. જેનામાં પ્રાણ એટલે જીવ હોય તે બધાં પ્રાણી કહેવાય.

નીચે આપેલાં નામોમાં પ્રાણીઓ અને પદાર્થોનાં નામ ભળી ગયેલાં છે તે જુદાં કરો.

રમેશ, બળદ, ટાંકણી, ચકલી, દીવો, ચોપડી,
ખડીઓ, હરણ, પહેરણ, બાજરો, સીતા, પર્વત.

| પ્રાણીઓનાં નામ | પદાર્થોનાં નામ |
| --- | --- |
| | |

નીચે આપેલાં નામોમાં ગુણ અને ક્રિયાનાં નામ જુદાં પાડો.

લુચ્ચાઈ, રતાશ, રમત, બુઢાપો, દોડાદોડી, લોભ, દર્શન, ક્રિયા.

| ગુણનાં નામ | ક્રિયાનાં નામ |
|---|---|
| | |

નીચે આપેલાં નામોમાં પ્રાણી, પદાર્થ, ગુણ અને ક્રિયાનાં નામ જુદાં પાડો.

ડહાપણ, મચ્છર, દહીં, કીડી, રમકડું, રક્ષણ, પીળાશ, ઘઉં, લડાઈ, ઘેલછા, મેળવણી, રમા.

| પ્રાણીનાં નામ | પદાર્થનાં નામ | ગુણનાં નામ | ક્રિયાનાં નામ |
|---|---|---|---|
| | | | |

નીચે આપેલી નામોની દરેક હારમાં એક સંબંધ વગરનું નામ પેસી ગયું છે તે શોધી કાઢો.

૧ દહીં, ચણા, દુધ, મધ.

૨ અમદાવાદ, સુરત, સાબરમતી, મુંબઈ.

૩ પાણી, નાક, કાન, જીભ.

૪ ડોશી, દીકરો, બાપ, ભાત.

૫ ભૂગોળ, ઇતિહાસ, રજા, ગણિત.

૬ રાજા, દરિયો, પ્રધાન, રૈયત.

૭ લેખન, વાચન, નદી, કામ.

નીચે આપેલાં વાકયોમાં દરેક નામ નીચે લીટી દોરો.

ચંદન અને કિશોરનો આનંદ આજે માતો ન હતો, કારણ કે તહેવાર હોવાથી બાપાજી તેમને મેળામાં લઈ જવાના હતા. સાંજે ઘોડાગાડીમાં બેસી તેઓ મેદાનમાં મેળો જોવા ગયા. એક મોટી દુકાનમાં રમકડાં ગોઠવેલાં હતાં. માટીના હાથી, ઘોડા, ઊંટ, બળદ, વગેરે મૂકેલા હતા.

## યાદ રાખો

(૧) પ્રાણી, પદાર્થ, ગુણ કે ક્રિયા ઉપરાંત કંઈકને ઓળખવા કે ઓળખાવવા કોઈ શબ્દ વાપરવો પડે તો તે શબ્દ નામ ગણાય.

(૨) નામો બધાંને જાણીતા હોવાથી આપણે બીજા કહે તે સમજીએ છીએ અને આપણે કહીએ તે બીજા સમજે છે.

(૩) નામ એટલે કંઈકને ઓળખાવવા માટે વપરાતો શબ્દ.

# પાઠ આઠમો

## સર્વનામ



રમેશ કહે છે—
હું રમવા જઈશ.



રમેશ બાબુને કહે છે—
તું રમવા આવજે.



ચંદુ દોડે છે તે બતાવીને રમેશ બાબુને કહે છે— તે દોડે છે.

પહેલું ચિત્ર જુઓ. હું રમવા જઈશ એમ કોણ કહે છે? રમેશ. હું એટલે કોણ? રમેશ. હું શબ્દ કોને બદલે વપરાયો છે? રમેશ શબ્દને બદલે. રમેશને રમવા જવું છે એમ તમારે કહેવું હોય તો શું બોલો? રમેશ રમવા જશે. બોલનાર પોતાને માટે જ—પોતાના નામને બદલે જ હમેશાં હું શબ્દ વાપરે છે. બોલનાર પોતાના માટે વાપરે એવા બીજા કેટલાક શબ્દો તમે જાણો છો? અમે, મને, અમને, મારાથી, અમારાથી, મારું, અમારું........

બીજું ચિત્ર જુઓ. એમાં **તું** રમવા આવજે એમ કોણ કહે છે? રમેશ. કોને કહે છે? બાબુને. તું એટલે કોણ? બાબુ. **તું** શબ્દ કોને બદલે વપરાયો છે? **બાબુ** શબ્દને બદલે. આ પ્રમાણે બોલનાર જેની સાથે વાત કરતો હોય તેને માટે – તેના નામને બદલે તું શબ્દ વાપરે છે. આવા બીજા કેટલા શબ્દો છે? તમે, તને, તમને, તારાથી, તમારાથી, તારું, તમારું..................

ત્રીજું ચિત્ર જુઓ. એમાં તે દોડે છે એમ કોણ કહે છે? રમેશ. કોને કહે છે? બાબુને. તે એટલે રમેશ? ના. તે એટલે બાબુ? ના. ત્યારે તે એટલે કોણ? તે એટલે ચંદુ, કારણ કે ચંદુને બતાવીને રમેશ બોલે છે. **આ** દોડે છે એમ રમેશ બોલે, તો **આ** એટલે કોણ? ચંદુ. આ પ્રમાણે બોલનાર કે સાંભળનાર સિવાયના કોઈ ત્રીજા માટે–કોઈ ત્રીજાના નામને બદલે **તે** કે **આ** શબ્દ વપરાય છે. આવા બીજા શબ્દો તમે જાણો છો? તેઓ, તેને, તેઓને, આને, તેનાથી, તેઓથી, આનાથી, તેનું, તેઓનું, આનું....

ફરીથી ઉપરનાં ચિત્રો નીચેનાં વાક્યો જોઈ જાઓ. હું એટલે કોણ? રમેશ. તું એટલે કોણ? બાબુ. તે એટલે કોણ? ચંદુ. **હું** રમેશને બદલે, **તું** બાબુને બદલે ને તે ચંદુને બદલે વપરાયો છે. રમેશ, બાબુ, ચંદુ—આ ત્રણ શબ્દો શું છે? આ ત્રણ શબ્દો નામ છે. એટલે હું, તું, તે, શબ્દો નામને બદલે વપરાયા છે.

નામને બદલે વપરાય છે એવા બીજા કયા શબ્દો છે તે જોઇએ. સુધા અને અરવિંદ નીચે પ્રમાણે બોલે છે.

**અમારે** ઘેર મહેમાન આવ્યા હતા. **તેમની** સાથે ત્રણ બાળકો હતાં. **અમે** પૂછ્યું— **તમે** ક્યાંથી આવ્યાં? **તેમણે** જવાબ દીધો—**અમે** મુંબઇથી આવ્યાં.

**આમાં મોટા અક્ષરે લખેલા શબ્દો કયા કયા નામ માટે વપરાયા છે તે શોધી કાઢો.**

હવે નીચેનાં વાકયો જુઓ.

વિનુ શું ખાય છે? વિનુ કંઈક ખાય છે. તે જે ખાય છે, તે મને આપે છે?

અહીં શું શબ્દ શાને માટે વપરાયો છે? વિનુ જે વસ્તુ ખાય છે તે વસ્તુના નામ માટે. કંઈક શબ્દ શાને માટે વપરાયો છે તે કહો. એ પણ વિનુ જે વસ્તુ ખાય છે તે વસ્તુના નામ માટે. જે અને તે શાને માટે વપરાયા છે? એ બંને પણ વિનુ જે વસ્તુ ખાય છે તેના નામ માટે. તે શબ્દ શાને માટે વપરાયો છે તે કહો. વિનુ માટે.

નીચેનું વાકય જુઓ.

શિવાજીએ ગુરુને કહ્યું—**આપ પોતે** પધાર્યા એ આનંદની વાત છે.

આ વાકયમાં **આપ** અને **પોતે** એ બંને શબ્દો કોને માટે વપરાયા છે? ગુરુ શબ્દને માટે. ગુરુ શબ્દ શું છે? નામ છે.

આ પ્રમાણે નામને બદલે કે નામને માટે વપરાય એવા ઘણા શબ્દો આપણી ભાષામાં છે. એ શબ્દો **સર્વ** એટલે બધાં **નામને** બદલે વાપરી શકાય છે માટે **સર્વનામ** કહેવાય છે.

નીચેનાં વાકયો વાંચો.

વનરાજ વનમાં જન્મ્યો હતો. વનરાજની માતાએ વનરાજ રાજા બને એવી રીતે વનરાજને ઉછેર્યો હતો. એક દિવસ વનરાજની માતાએ વનરાજને પૂછયું–બેટા, વનરાજ શું થશે? વનરાજે જવાબ આપ્યો—માતા, વનરાજ ગુજરાતનો રાજા થશે.

આ વાકયો વાંચતાં એકનું એક નામ ફરીફરીને આવે છે તે કેવું કઢંગું લાગે છે. ફરીથી આવતાં એકનાં એક નામને બદલે સર્વનામ મૂકીને આ વાકયો ફરીથી લખી જાઓ. આપણે બોલવામાં કે લખવામાં સર્વનામ શા માટે વાપરીએ છીએ તે તમને તરત સમજાશે.

નીચેનાં વાકયોમાં નામ અને સર્વનામો કયાં કયાં છે તે શોધી કાઢો.

(૧) અમે રોજ અમારી નિશાળે જઇએ છીએ.
(૨) તમે પોતાનું કામ સંભાળો.
(૩) કોણ આવ્યું છે ?
(૪) તે મેળામાંથી શું લાવ્યો ?
(૫) આપણે ગુજરાતીઓ છીએ.
(૬) જે જુઠું બોલે તે જુઠો કહેવાય છે.
(૭) મારી બાએ મને કંઈક આપ્યું.

## યાદ રાખો

(૧) સર્વનામ બધાં નામને બદલે વાપરવામાં આવે છે.
(૨) સર્વનામ વાપરવાથી એકનું એક નામ ફરીથી વાપરવું પડતું નથી.

# પાઠ નવમો

## વિશેષણ



———ગાય



———ટોપી



———ઝાડ



———માણસ



———પક્ષીઓ



———ઘોડો

આ પાઠમાં છ ચિત્રો આપેલાં છે. તે બધાં જોઇ જાઓ. એ ચિત્રો નીચે કયાં કયાં નામ લખેલાં છે તે પણ જોઈ જાઓ.

હવે, છ શબ્દો નીચે લખેલા છે. તેમાંથી દરેક ચિત્ર નીચે બરાબર લાગે એવા અર્થવાળો શબ્દ મૂકો.

કાળી ધોળી ઊંચું જાડો ત્રણ કાળો

દરેક ચિત્રની આગળ એક એક શબ્દ મૂકશો એટલે નીચે પ્રમાણે ફેર પડશે.

| | | |
|---|---|---|
| ૧ | ગાય | **કાળી** ગાય |
| ૨ | ટોપી | **ધોળી** ટોપી |
| ૩ | ઝાડ | **ઊંચું** ઝાડ |
| ૪ | માણુસ | **જાડો** માણુસ |
| ૫ | પક્ષીઓ | **ત્રણ** પક્ષીઓ |
| ૬ | ઘોડો | **કાળો** ઘોડો. |

આપણે ગાય એટલું જ બોલીએ અને **કાળી ગાય** એમ કહીએ એમાં શો ફેર પડે છે તે વિચારો. કાળી શબ્દ મૂકવાથી ગાય વિશે કાંઈ વધારે સમજાય છે? હા. ગાય એટલે ગમે તે ગાય. કાળી ગાય એટલે બીજી કોઈ નહિ પણ કાળા રંગની ગાય. તેવી જ રીતે ધોળી ટોપી, ઊંચું ઝાડ, જાડો માણુસ, ત્રણ પક્ષીઓ, કાળો ઘોડો એ બધામાં **ધોળી, ઊંચું, જાડો, ત્રણ, કાળો** એ શબ્દોથી શું વધારે સમજાય છે તે કહો.

ગાય, ટોપી, ઝાડ, માણુસ, પક્ષીઓ, ઘોડો, એ બધા શબ્દો શું છે તે તમે જાણો છો? એ બધા શબ્દો નામ છે. અને એ બધાં નામની આગળ મૂકેલા શબ્દો દરેક નામ વિશે આપણને કાંઇક વધારે સમજાવે છે, નામના અર્થમાં કાંઇક વધારો કરે છે. વધારો એટલે વિશેષ અને વધારો બતાવનારા શબ્દો તે **વિશેષણ** કહેવાય છે. એટલે કાળી, ધોળી, ઊંચું, જાડો, ત્રણ, કાળો એ બધાં **વિશેષણ** છે.

નીચે આપેલાં નામોની આગળ વિશેષણ લગાડો.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) ________ | છોકરો. | ( ૨ ) ________ | કેરી. |
| ( ૩ ) ________ | ચોપડી. | ( ૪ ) ________ | પુસ્તક. |
| ( ૫ ) ________ | રાજા. | ( ૬ ) ________ | ઘર. |
| ( ૭ ) ________ | દિવસો. | ( ૮ ) ________ | કૂવો. |
| ( ૯ ) ________ | ફૂલ. | (૧૦) ________ | પાણી. |

૧. અમે નીરોગી છીએ.

૨. તે ચાલાક છે.

૩. હું ડાહ્યો છું.

૪. તમે ભલા છો.

૫. આપણે દયાળુ થવું જોઇએ.

આ બધાં વાકયો વાંચી જાઓ. એમાં તમને વિશેષણો દેખાય છે ? હા. નીરોગી, ચાલાક, ડાહ્યો, ભલા, દયાળુ એ બધાં વિશેષણો છે. શા માટે ? કારણુ કે નીરોગી અમેના અર્થમાં વધારો કરે છે, ચાલાક તેના અર્થમાં વધારો કરે છે, ડાહ્યો હુંના અર્થમાં વધારો કરે છે, ભલા તમેના અર્થમાં વધારો કરે છે, દયાળુ આપણેના અર્થમાં વધારો કરે છે.

આ પ્રમાણે વિશેષણો સર્વનામના અર્થમાં પણુ વધારો કરે છે. વિશેષણુ નામના અર્થમાં વધારો કરે છે એ તો આપણે ઉપર જોયું. એટલે વિશેષણો નામ અને સર્વનામ બંનેના અર્થમાં વધારો કરે છે.

૧ નીરોગી બાળક સૌને ગમે છે.

૨ આ બાળક નીરોગી છે.

આ બે વાકયોમાં નીરોગી શબ્દ વિશેષણુ છે. એ કયા નામનું વિશેષણુ છે ? બાળકનું. છતાં પહેલા વાકયમાં એ બાળકની આગળ મૂકેલું છે અને બીજા વાકયમાં બાળકની પાછળ મૂકેલું છે. આ પ્રમાણે વિશેષણુ નામની આગળ પણુ આવે અને પાછળ પણુ આવે. આમ શા માટે બને છે તેનો વિચાર કરીએ. દરેક વાકયના બે ભાગ હોય છે એ આપણે શીખી ગયા છીએ. (૧) ઉદ્દેશ્ય (૨) વિધેય.

નીરોગી બાળક સૌને ગમે છે.
આ બાળક નીરોગી છે.
આ બંને વાકયોનાં ઉદ્દેશ્ય અને વિધેય શોધી કાઢો.

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| નીરોગી બાળક | સૌને ગમે છે. |
| આ બાળક | નીરોગી છે. |

આમાં પહેલા વાકયનો નીરોગી શબ્દ કયાં છે તે જુઓ અને બીજા વાકયનો નીરોગી શબ્દ કયાં છે તે જુઓ. જ્યારે વિશેષણ ઉદ્દેશ્યના ભાગ તરીકે હોય ત્યારે નામની આગળ આવે. અને વિધેયના ભાગ તરીકે હોય ત્યારે નામની પાછળ આવે.

વિશેષણ નામ અથવા સર્વનામના અર્થમાં વધારો બતાવે છે એ આપણે જોયું. જે નામ કે સર્વનામના અર્થમાં વધારો બતાવવામાં આવ્યો હોય તે નામ કે સર્વનામ વિશેષણનું વિશેષ્ય કહેવાય છે.

નીચે આપેલાં વિશેષણોનાં વિશેષ્ય મૂકો.

સાચી __________
રાતુ __________
દશ __________
ખારો __________
અધરો __________

વિશેષણ નામ કે સર્વનામના અર્થમાં વધારો કરે છે તે આપણે જોયું. હવે વિશેષણ અર્થમાં કઈ જાતનો વધારો કરે છે તે જોઇએ. સારો માણસ, એમાં સારો શું બતાવે છે? માણસમાં ગુણનો વધારો બતાવે છે. પંદર દિવસો, એમાં પંદર શું બતાવે છે?

દિવસોની સંખ્યા બતાવે છે. ઊંચો પર્વત, ઊંડો કૂવો–એમાં ઊંચો અને ઊંડો શું બતાવે છે? પર્વતનું અને કૂવાનું માપ કે પ્રમાણ બતાવે છે. રાતું ફૂલ, સુગંધી ફૂલ–આમાં રાતું અને સુગંધી શું બતાવે છે? રાતું શબ્દ ફૂલનો એક ગુણ–રંગ બતાવે છે અને સુગંધી શબ્દ ફૂલનો બીજો ગુણ–સુગંધ બતાવે છે. આ ચોપડી, તે ચોપડી–આમાં આ અને તે શું બતાવે છે? અમુક જ ચોપડી એમ બતાવવાનું કામ એ શબ્દો કરે છે, એટલે કે કઇ ચોપડી તેનો નિર્દેશ કરે છે. આ પ્રમાણે વિશેષણ ગુણ, સંખ્યા, પ્રમાણ, નિર્દેશ વગેરે બતાવીને નામ કે સર્વનામના અર્થમાં વધારો કરે છે.

નીચે વિશેષણોની બે હાર આપેલી છે. તેમાં એક હારમાં છે તેથી ઊલટા અર્થનાં વિશેષણો બીજી હારમાં જોઇએ. જ્યાં ખાલી જગ્યા હોય ત્યાં યોગ્ય વિશેષણ મૂકો.

| | |
|---|---|
| ઊંચો | નીચો |
| ધોળું | કાળું |
| સારો | |
| | જુઠો |
| દયાળુ | |
| | સહેલો |
| મોડું | |
| | પોચું |
| વાંકી | |
| | માંદો |

**નીચે આપેલાં વાક્યોમાંથી નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદ શોધી કાઢો.**

( ૧ ) અમે નિશાળે જઇએ છીએ.

( ૨ ) અમારી નિશાળમાં સારો બગીચો છે.

( ૩ ) એ બગીચામાં ફૂલ હોય છે.

( ૪ ) ફૂલ રાતાં, ધોળાં અને પીળાં હોય છે.

( ૫ ) અમને ફૂલની સુગંધ ગમે છે.

( ૬ ) જે ફૂલ અમને ગમે તે ફૂલ અમે લઇએ છીએ.

( ૭ ) તમને સુગંધી ફૂલ ગમે છે ?

## યાદ રાખો

( ૧ ) ગુણ, સંખ્યા, પ્રમાણ, નિર્દેશ વગેરે બતાવીને નામ કે સર્વનામના અર્થમાં વધારો કરનારા શબ્દો વિશેષણ કહેવાય છે.

( ૨ ) જે નામ કે સર્વનામના અર્થમાં વિશેષણ વધારો કરે તે નામ કે સર્વનામ વિશેષણનું વિશેષ્ય કહેવાય છે.

( ૩ ) સર્વનામ નામને બદલે વપરાય છે અને વિશેષણ નામ કે સર્વનામની સાથે વપરાય છે.

# પાઠ દશમો

## ક્રિયાવિશેષણ અને વિશેષણનું વિશેષણ



ફળ **નીચે** પડે છે.



કૂતરો **આગળ** દોડે છે.
છોકરા **પાછળ** દોડે છે.

વિશેષણ નામ કે સર્વનામના અર્થમાં વધારો કરે છે એ તમે જોયું.

હવે ઉપરનાં ચિત્રો જુઓ. એ ચિત્રો નીચે લખેલાં વાક્યો વાંચો.

ફળ **નીચે** પડે છે.
કૂતરો **આગળ** દોડે છે;
છોકરા **પાછળ** દોડે છે.

**ફળ નીચે પડે છે.** એ વાક્ય લો. એ વાક્યમાં કર્તા શું છે? ફળ. **પડે છે** શું છે? ક્રિયાપદ. હવે કયો શબ્દ બાકી રહ્યો? **નીચે. નીચે** શબ્દ ફળના અર્થમાં કંઇ વધારો કરે છે? ના. **નીચે** શબ્દ પડે છે ક્રિયાપદના અર્થમાં કાંઇ વધારો કરે છે? હા. શો વધારો કરે છે? ક્યાં પડે છે, એ **નીચે** શબ્દ બતાવે છે. નીચેનાં બે વાક્યો વાંચો.

( ૧ ) ફળ પડે છે.

( ૨ ) ફળ **નીચે** પડે છે.

આ પ્રમાણે **નીચે** શબ્દ ક્રિયાપદના અર્થમાં એટલે ક્રિયામાં વધારો બતાવે છે અને જે શબ્દ ક્રિયામાં વધારો એટલે વિશેષ બતાવે તે ક્રિયાવિશેષણ કહેવાય છે.

બીજા ચિત્ર નીચે છાપેલાં વાકયો લઇએ.

કૂતરો **આગળ** દોડે છે.

છોકરા **પાછળ** દોડે છે.

આ વાકયોમાં **આગળ**, **પાછળ** એ બે શબ્દો શું છે તે કહો. એ બંને શબ્દો ક્રિયાવિશેષણ છે. શા માટે ? કારણ જણાવો.

નીચે આપેલાં વાકયોમાંથી ક્રિયાવિશેષણો શોધી કાઢો.

( ૧ ) રમેશ ઘણું રડયો.

( ૨ ) તમે જલદી આવ્યા.

( ૩ ) અમે રોજ કસરત કરીએ છીએ.

( ૪ ) છોકરો સારું વાંચે છે.

( ૫ ) તું એકદમ આવ્યો તે સારું થયું.

( ૬ ) હું જરૂર આવીશ.

તમે જોયું છે કે વિશેષણ નામ કે સર્વનામના અર્થમાં જુદી જુદી રીતે વધારો બતાવે છે. તે જ પ્રમાણે ક્રિયાવિશેષણ પણ ક્રિયાપદના અર્થમાં જુદી જુદી રીતે વધારો બતાવે છે.

૧ તમે **કયારે** આવશો ?

**કયારે** શું બતાવે છે ? વખત.

૨ તે ક્યાં ગયો ?

ક્યાં શું બતાવે છે ? સ્થળ.

૩ આ છોકરો સારું વાંચે છે.

સારું શું બતાવે છે ? રીત.

૪ રમેશ ઘણું રડયો.

૫ તું એકદમ આવ્યો.

ઘણું અને એકદમ શું બતાવે છે ? પ્રમાણ.

૬ હું જરૂર આવીશ.

૭ હું આવીશ જ.

જરૂર અને જ શું બતાવે છે ? નિશ્ચય.

૮ સારા છોકરા જુઠું બોલે નહિ.

૯ છોકરાઓ, જુઠું ન બોલો.

નહિ અને ન શું બતાવે છે ? ક્રિયા ન કરવી કે નથી થઈ એમ નકાર બતાવે છે.

આ પ્રમાણે ક્રિયાપદના અર્થમાં જુદી જુદી રીતે વધારો બતાવવાનું કામ ક્રિયાવિશેષણો કરે છે.

નીચેનાં વાકયોમાં ક્રિયાવિશેષણોની જગ્યા ખાલી રાખી છે. તેમાં યોગ્ય ક્રિયાવિશેષણ મૂકો.

૧ રમા ________ દોડી.

૨ વાદળાંનું પાણી ________ પડે છે.

૩ પતંગ આકાશમાં ________ ચડયો.

૪ હું ________ વાંચીશ.

૫ તમે આ દાખલો કરશો ________.

હવે, નીચે લખેલાં બે વાકયો વાંચો.

( ૧ ) રમેશ સારો છોકરો છે.

( ૨ ) રમેશ જલદી આવ્યો.

પહેલા વાકયમાં **સારો** શબ્દ શું છે ? વિશેષણ. રમેશ **ઘણો** સારો છોકરો છે —આ પ્રમાણે વાકય હોય, તો **ઘણો** શબ્દનો સંબંધ કોની સાથે છે ? સારો શબ્દ સાથે. માત્ર સારો નહિ, પણ ઘણો સારો. એટલે **ઘણો** શબ્દ સારોનું વિશેષણ છે. આ પ્રમાણે વિશેષણનું પણ વિશેષણ હોઇ શકે.

બીજા વાકયમાં **જલદી** શબ્દ શું છે ? ક્રિયાવિશેષણ. રમેશ **બહુ** જલદી આવ્યો —આ પ્રમાણે વાકય હોય, તો બહુ શબ્દનો સંબંધ કોની સાથે છે ? જલદી શબ્દ સાથે. માત્ર જલદી નહિ પણ બહુ જલદી. એટલે **બહુ** શબ્દ જલદીનું વિશેષણ છે. આ પ્રમાણે ક્રિયાવિશેષણનું વિશેષણ પણ હોઇ શકે.

નીચે આપેલાં વાકયોમાં વિશેષણ, ક્રિયાવિશેષણ, વિશેષણનું વિશેષણ અને ક્રિયાવિશેષણનું વિશેષણ શોધી કાઢો.

( ૧ ) રમા સારી છોકરી છે. ઉષા વધારે સારી છોકરી છે.

( ૨ ) રમેશ સારું વાંચે છે. પ્રમોદ વધારે સારું વાંચે છે.

( ૩ ) કેટલાક માણસો ઘણા દયાળુ હોય છે.

( ૪ ) તમે બહુ ધીમે બોલો છો.

## યાદ રાખો

( ૧ ) ક્રિયાપદના અર્થમાં વિશેષ એટલે વધારો બતાવે તે શબ્દ ક્રિયાવિશેષણ કહેવાય છે.

( ૨ ) વિશેષણના અર્થમાં વધારો બતાવનારાં વિશેષણ પણ હોય છે, જે વિશેષણનાં વિશેષણ કહેવાય.

( ૩ ) ક્રિયાવિશેષણના અર્થમાં વધારો બતાવનારાં વિશેષણ પણ હોય છે, જે ક્રિયાવિશેષણનાં વિશેષણ કહેવાય.

( ૪ ) એક જ શબ્દ જુદા જુદા સંબંધમાં પણ વપરાય છે તે ભૂલવું નહિ.

મેં ઘણું દૂધ પીધું. ( વિશેષણ )

તમે ઘણું દોડયા. ( ક્રિયાવિશેષણ )

દૂધ ઘણું મીઠું હતું. ( વિશેષણનું વિશેષણ )

તમે ઘણું સારું વાંચો છો. ( ક્રિયાવિશેષણનું વિશેષણ )

# પાઠ અગિયારમો

## અવ્યય

તમે ક્રિયાવિશેષણો જોયાં. એ બધાં એક કે બીજી રીતે ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે એ પણ જોયું. હવે નીચેનાં વાકયો તપાસો.

| | | |
|---|---|---|
| (૧) | કીકુ વહેલો ઊઠયો. | કીકુ રોજ રડે છે. |
| (૨) | અંજની વહેલી ઊઠી. | અંજની રોજ હસે છે. |
| (૩) | બાળક વહેલું ઊઠયું. | બાળક રોજ રમે છે. |

ડાબી બાજુનાં વાકયોમાં **વહેલો, વહેલી, વહેલું** એ ત્રણે શબ્દો શું છે તે કહો. એ ત્રણ શબ્દો ક્રિયાવિશેષણ છે, કારણ કે તે ઊઠવાની ક્રિયામાં વધારો બતાવે છે. હવે, જમણી બાજુનાં વાકયો જુઓ. એ ત્રણે વાકયોમાં **રોજ** શબ્દ છે. એ **રોજ** શબ્દ શું છે તે કહો. એ પણ ક્રિયાવિશેષણ છે.

ડાબી બાજુનાં વાકયોમાંનું ક્રિયાવિશેષણ અને જમણી બાજુનાં વાકયોમાંનું ક્રિયાવિશેષણ–એ બેમાં શું ફેર છે તે કહો. **વહેલો, વહેલી, વહેલું** એ પ્રમાણે એક જ શબ્દમાં ફેરફાર થયો છે અને **રોજ** શબ્દમાં કાંઈપણ ફેરફાર નથી થયો. **રોજ** શબ્દમાં **વહેલો, વહેલી, વહેલું** જેવો ફેરફાર નથી થયો તેનું કારણ શું? **રોજ** શબ્દ જ એવો છે, જેમાં ફેરફાર ન થાય. આપણી ભાષામાં બીજાં પણ એવાં ક્રિયાવિશેષણો છે, જેમાં કાંઇ પણ ફેરફાર થતો નથી. આવાં ક્રિયાવિશેષણોને **અવ્યય** કહેવામાં આવે છે. જે ક્રિયાવિશેષણમાં ફેરફાર ન થાય અને હમેશાં હોય તે જ રૂપમાં વપરાય તે ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય. આ પ્રમાણે કેટલાંક ક્રિયાવિશેષણ અવ્યય હશે અને કેટલાંક અવ્યય નહિ હોય.

નીચેનાં વાકયોમાંથી ક્રિયાવિશેષણ અને ક્રિયાવિશેષણ અવ્યય શોધી કાઢો.

૧ હું જલદી ચાલું છું; તું ધીમો ચાલે છે.
૨ તમે ઉપર ચઢ્યા; હું નીચે ઊતર્યો.
૩ રમેશ અહીં આવ્યો; રમા ત્યાં ગઈ.
આવાં ક્રિયાવિશેષણો ઉપરાંત બીજાં કેટલાંક અવ્યયો પણ છે તે જોઈએ.

૧ રામ **અને** લક્ષ્મણ વનમાં ગયા.
૨ હું **પણ** આવીશ.
૩ હું ગયો **પણ** તમે આવ્યા નહિ.
૪ તમે **તો** ભલા માણસ છો.
૫ **જો** જુઠું બોલશો, **તો** પાપમાં પડશો.
૬ **અરે**! આ શું થયું!
૭ **વાહ**! તમે પણ જબરા છો!
૮ **જ્યાં** સંપ **ત્યાં** જંપ.
૯ જ્યારે તમે આવશો, **ત્યારે** હું જમીશ.
૧૦ **જેમ** હું બોલું, **તેમ** બોલ.

આ બધાં વાકયોમાં અવ્યયો છે તે બધાં જોઈ જાઓ. અને અવ્યયોમાં કેટલાંક ક્રિયાવિશેષણો હોય છે તે ભૂલવું નહિ.

કાંઇપણ ફેરફાર થયા વગર અવ્યયો વાકયમાં વાપરવામાં આવે છે એમ આપણે જોયું. હવે નામ, સર્વનામ અને વિશેષણમાં શું બને છે તે જોઇએ.

૧ **બળદ** ચાલે છે.
૨ ખેડૂત **બળદને** ચલાવે છે.
૩ **બળદનો** પગ ભાંગ્યો!

આ ત્રણ વાકયોમાં એકમાં **બળદ** છે, બીજામાં **બળદને** છે અને ત્રીજામાં **બળદનો** છે; એટલે **બળદ** શબ્દમાં ફેરફાર થયા છે. માટે નામ કદી પણ અવ્યય હોઈ શકે નહિ.

૧ હું આવીશ.
૨ તે **મને** બોલાવશે.
૩ આ **મારી** ચોપડી છે.

આ ત્રણ વાકયોમાં એકમાં હું છે, બીજામાં **મને** છે અને ત્રીજામાં **મારી** છે; એટલે હું શબ્દમાં ફેરફાર થયો છે. માટે સર્વનામ કદી પણ અવ્યય હોઇ શકે નહિ.

| | |
|---|---|
| ૧ સારો છોકરો સહુને ગમે છે. | ખરાબ માણુસ કોઇને ગમતો નથી. |
| ૨ સારી ચોપડીઓ સહુને ગમે છે. | ખરાબ ચોપડી વાંચવી નહિ. |
| ૩ સારું બાળક રમે છે. | ખરાબ બાળક રડ્યા કરે છે. |

આમાં ડાબી બાજુનાં વાકયોમાં **સારો, સારી, સારું** — એ ત્રણે શું છે? એ ત્રણે વિશેષણો છે અને એક શબ્દમાંથી જ ફેરફાર થઇને એ ત્રણે શબ્દ બન્યા છે. એટલે એ અવ્યય નથી જ. જમણી બાજુનાં વાકયોમાં **ખરાબ** શબ્દ શું છે? એ વિશેષણ છે. એમાં કાંઇ ફેરફાર થયો છે? ના. ત્યારે એ અવ્યય કહેવાય કે નહિ? ના. કારણ કે ફેરફાર ન થતો હોય એવાં વિશેષણોને પણ અવ્યય કહેવાય નહિ. આ પ્રમાણે કોઈપણ નામ, સર્વનામ કે વિશેષણ કદી પણ અવ્યય કહેવાય નહિ એ ધ્યાનમાં રાખવું. જેમાં ફેરફાર ન થતો હોય એવાં ક્રિયાવિશેષણોને અવ્યય કહેવાય.

નીચે આપેલાં અવ્યયો જુદાં જુદાં વાકયોમાં વાપરો.

| | | | |
|---|---|---|---|
| **એકદમ** | **કયારે** | **ઝટ** | **હમણા** |
| **પણ** | **તો** | **નહિ** | **કયાં** |
| **પછી** | **અરેરે!** | **કે** | **કેમ** |

## યાદ રાખો

(૧) નામ, સર્વનામ કે વિશેષણ કદી પણ અવ્યય કહેવાય નહિ.

(૨) જેમાં ફેરફાર થતો નથી એવાં કેટલાંક ક્રિયાવિશેષણો અને બીજા કેટલાક એવા શબ્દો અવ્યયો કહેવાય છે.

# પાઠ બારમો

## કૃદન્ત



દોડતો કૂતરો



ઊડતું પંખી



ઉઘાડેલી છત્રી



ખીલેલું ફૂલ

ઉપર આપેલાં ચિત્રો જુઓ. એ ચિત્રો નીચે શું લખેલું છે તે જુઓ.

દોડતો કૂતરો
ઊડતું પંખી
ઉઘાડેલી છત્રી
ખીલેલું ફૂલ

આ ચાર વાક્યો છે ? ના, કારણ કે તેમાંથી એકેમાં વાક્યનો અર્થ પૂરો કરનારું ક્રિયાપદ નથી. ક્રિયાપદ ઉમેરીને આપણે વાક્યો બનાવીએ.

દોડતો કૂતરો કૂવામાં પડયો.
ઊડતું પંખી ઝાડ પર બેસે છે.
ઉઘાડેલી છત્રી બંધ કરો.
ખીલેલું ફૂલ કરમાય છે.

હવે આ ચારે વાકયો થયાં? હા. એ ચારે વાકયોમાં ક્રિયાપદ કયાં કયાં છે તે કહો.

**દોડતો** શબ્દ શો અર્થ બતાવે છે તેનો વિચાર કરો. **દોડતો** શબ્દમાં ક્રિયાનો અર્થ છે કે નહિ? દોડતો એટલે દોડવાની ક્રિયા કરતો. એટલે **દોડતો** શબ્દમાં ક્રિયાનો અર્થ છે, છતાં તે ક્રિયાપદ નથી. તે જ પ્રમાણે ઊડતું, ઉઘાડેલી, ખીલેલું એ ત્રણે શબ્દના અર્થનો વિચાર કરો. એ ત્રણેમાં ક્રિયાનો અર્થ છે, છતાં તે ક્રિયાપદ નથી. નીચેનાં લખાણ વાંચો.

| | |
|---|---|
| દોડતો કૂતરો. | કૂતરો દોડે છે. |
| ઊડતું પંખી. | પંખી ઊડે છે. |
| ઉઘાડેલી છત્રી. | રમા છત્રી ઉઘાડે છે. |
| ખીલેલું ફૂલ. | ફૂલ ખીલે છે. |

ડાબી બાજુનાં લખાણમાં ક્રિયાપદ છે? ના. જમણી બાજુનાં લખાણમાં ક્રિયાપદ કયાં છે તે કહો.

**દોડતો, ઊડતું, ઉઘાડેલી ખીલેલું** —આ ચારે શબ્દોમાં ક્રિયાનો અથ છે, છતાં એ ક્રિયાપદ નથી. ત્યારે એ શબ્દોને શું કહેવાય છે? એ શબ્દોને **કૃદન્ત** કહેવાય છે.

નીચેનાં વાકયોમાં કૃદન્તો કયાં છે તે જુઓ.

૧ ઘેર **જઇને** અમે સૂઇ ગયા.
૨ ઘોડો પાણી **પીવા** નદીએ ગયો.
૩ ઘોડો પાણી **પીવાને** નદીએ ગયો.
૪ સુરત **જનાર** માણસો આ ગાડીમાં બેસે છે.

૫ રમતાં રમતાં અમે થાકી ગયા.

૬ ઝાડ ઉપર ચડતાં તે પડી ગયો.

૭ નિશાળેથી આવીને અમે રમવા ગયા.

આ પ્રમાણે કૃદન્તોમાં ક્રિયાનો અર્થ હોય છે, છતાં ક્રિયાપદ પેઠે કૃદન્તથી વાક્યનો અર્થ પૂરો થતો નથી.

નીચે આપેલાં વાક્યોમાં કૃદન્તો નીચે લાલ લીટી દોરો.

(૧) તમે ખાતાં ખાતાં હસો છો ?

(૨) માને જોઇને બાળક હસે છે.

(૩) ઝાડ ઉપર બેઠેલું પંખી ઊડી ગયું.

(૪) જુઠું બોલનાર માણસનો વિશ્વાસ કરશો નહિ.

(૫) બરાબર ચાવીને ખોરાક ખાજો.

(૬) દોડતા બળદને પકડતાં ખેડૂત પડી ગયો.

(૭) શિક્ષકને આવેલા જોઇને બાળકો ઊભા થયા.

(૮) ઘંટ વાગતાં અમે રમવાને મેદાનમાં ગયા.

(૯) તમે કદી નાટક જોવા જાઓ છો ?

(૧૦) અમે આથમતો સૂર્ય જોયો.

નીચે આપેલાં કૃદન્ત વાપરી વાક્યો બનાવો.

પીને, પીવાને, ભણીને, ભણાવીને, મરેલો, બેસતાં બેસતાં, સાંભળવાને, ગયેલી, ગાઇને, હસતું.

## યાદ રાખો

(૧) કૃદન્તમાં ક્રિયાનો અર્થ જરૂર હોય છે.

(૨) કૃદન્ત વાક્યના અર્થને પૂરો કરતાં નથી.

(૩) કેટલાંક કૃદન્તો વિશેષણોની જેમ વપરાય છે.

(૪) જેમ ક્રિયાવિશેષણો ક્રિયાપદના અર્થમાં વધારો બતાવવાનું કામ કરે છે, તેમ તે કૃદન્તના અર્થમાં પણ વધારો બતાવી શકે.

# પાઠ તેરમો

## ક્રિયાપદનું કર્મ



છોકરી ચોપડી વાંચે છે.



વાંદરો ફળ ખાય છે.



ખેડૂત જમીન ખેડે છે.

ઉપરનાં ત્રણે ચિત્રો જુઓ. એ ચિત્રો નીચે લખેલાં વાકયો વાંચો.

૧ છોકરી ચોપડી વાંચે છે.

આ વાકયમાં ક્રિયાપદ શું છે? વાંચે છે. વાંચવાની ક્રિયા કોણ કરે છે? છોકરી. માટે છોકરી શું કહેવાય? કર્તા. છોકરી

અને વાંચે છે એ બે શબ્દ ઉપરાંત વાકયમાં ત્રીજો શબ્દ કયો છે તે કહો. ચોપડી. આ શબ્દ શું છે? ચોપડી નામ છે એ તો તમે જાણો છો. ચોપડીને વાંચે છે એ ક્રિયાપદ જોડે એટલે વાંચવાની ક્રિયા જોડે શો સંબંધ છે તેનો વિચાર કરો. વાંચવાની ક્રિયા સીધી રીતે ચોપડી ઉપર કરવામાં આવે છે. વાંચવાની ક્રિયાનું પરિણામ અથવા ફળ એ થાય છે કે ચોપડીનું વાંચન થાય છે. અને જેના સંબંધમાં ક્રિયાપદની ક્રિયાનું ફળ અથવા પરિણામ આવે તે ક્રિયાપદનું કર્મ કહેવાય છે. એટલે ચોપડી શબ્દ વાંચે છે ક્રિયાપદનું કર્મ છે. ફરીથી એનું એ વાકય લો. કોણ વાંચે છે? છોકરી. છોકરી એ કર્તા છે. શું વાંચે છે? ચોપડી. ચોપડી એ કર્મ છે.

૨ વાંદરો ફળ ખાય છે.

૩ ખેડૂત જમીન ખેડે છે.

આ બંને વાકયોમાં કર્મ શું છે તે શોધી કાઢો.

આ પ્રમાણે કેટલાંક ક્રિયાપદો એવાં છે, જેમને કર્મ હોય છે અને તે બધાં ક્રિયાપદ કર્મવાળાં એટલે **સકર્મક** ક્રિયાપદ કહેવાય છે.

નીચે લખેલાં વાકયો જુઓ.

૧ પક્ષી ઊડે છે.
૨ શાન્તા બેસે છે.
૩ બળદ ચાલે છે.
૪ ગાય આવે છે.

આ વાકયોમાં ક્રિયાપદ અને કર્તા બતાવો. એકે વાકયમાં તમને કર્મ દેખાય છે? ના. કારણકે આ ક્રિયાપદો જ એવાં છે કે તેમને કર્મ હોઇ શકે નહિ. જે ક્રિયાપદોને કર્મ ન હોય તે કમ વગરનાં એટલે **અકર્મક** ક્રિયાપદ કહેવાય છે.

છોકરી ચોપડી વાંચે છે | ગાય આવે છે.

ડાબી બાજુનું વાકય જુઓ. તેમાં શી ક્રિયા થાય છે? વાંચવાની. એ ક્રિયા કોણ કરે છે? છોકરી. એ ક્રિયાનું ફળ અથવા પરિણામ કોના સંબંધમાં આવે છે? ચોપડીના સંબંધમાં. માટે વાંચે છે–ક્રિયાપદ, છોકરી–કર્તા અને ચોપડી–કર્મ. હવે, જમણી બાજુનું વાકય જુઓ. તેમાં શી ક્રિયા થાય છે? આવવાની. એ ક્રિયા કોણ કરે છે? ગાય. એ ક્રિયાનું ફળ અથવા પરિણામ કોના સંબંધમાં આવે છે? ગાયના જ સંબંધમાં કારણ કે આવવાની ક્રિયા ગાય કરે છે અને તેને લીધે ગાય જ આગળ ને આગળ આવે છે. માટે આવે છે–ક્રિયાપદ, ગાય–કર્તા, કર્મ નથી. આ પ્રમાણે વાંચે છે સકર્મક ક્રિયાપદ છે અને આવે છે અકર્મક ક્રિયાપદ છે.

નીચેનાં વાકયોમાં કયાં ક્રિયાપદો સકર્મક અને કયાં અકર્મક છે તે બાજુમાં લખો.

| | | |
|---|---|---|
| ૧ | તમે કેળાં ખાઓ છો. | ( ) |
| ૨ | બધા છોકરા ચાલ્યા ગયા. | ( ) |
| ૩ | સુતાર ખુરશી બનાવે છે. | ( ) |
| ૪ | ભરવાડ કૂતરાને પંપાળે છે. | ( ) |
| ૫ | તું કયાંથી આવ્યો? | ( ) |
| ૬ | દૂધ પીને હું ઊંઘી ગયો. | ( ) |
| ૭ | જ્યારે સૂર્ય આથમ્યો, ત્યારે | ( ) |
| | હું મેદાનમાં રમતો હતો. | ( ) |
| ૮ | તમે બજારમાંથી શું લાવશો? | ( ) |
| ૯ | અમે ગીત સાંભળતા હતા. | ( ) |
| ૧૦ | હું જમીન ઉપર બેઠો. | ( ) |

હવે, કેટલાંક વાકયો નીચે આપેલાં છે તે જુઓ.

| | | |
|---|---|---|
| ૧ | ગાય છે. | ગાય **પશુ** છે. |
| ૨ | વનરાજ થયો. | વનરાજ **રાજા** થયો. |
| ૩ | વાણિયો બન્યો. | વાણિયો **પ્રધાન** બન્યો. |
| ૪ | ગંગા છે. | ગંગા **નદી** છે. |
| ૫ | રાજા મને માને છે. | રાજા મને **નિર્દોષ** માને છે. |

પહેલાં ડાબી બાજુનાં વાકયો વાંચો. પછી જમણી બાજુનાં વાકયો વાંચો. જમણી બાજુનાં વાકયોમાં કયા શબ્દો વધારે છે તે કહો. પશુ, રાજા, પ્રધાન, નદી. આ ચાર શબ્દો કર્મ છે? ના. કારણ કે ચારે વાકયમાં ક્રિયાપદો અકર્મક છે. શા માટે? કારણ કે ક્રિયાનું ફળ અથવા પરિણામ કર્તાના સંબંધમાં જ આવે છે. **વનરાજ રાજા થયો.** આમાં થવાની ક્રિયા વનરાજ કરે છે અને પરિણામે થાય છે પણ વનરાજ ત્યારે રાજા શબ્દ શું બતાવે છે? થયો ક્રિયાપદનો અર્થ પૂરો કરવાનું કામ રાજા શબ્દ કરે છે. આ પ્રમાણે અકર્મક ક્રિયાપદોમાં અધૂરો અર્થ પૂરો કરવા જે શબ્દો વપરાય તે કર્મ નથી એ ધ્યાનમાં રાખવું. હવે, રાજા મને માને છે એ વાકય લો. એમાં મને શબ્દ શું છે? માને છે ક્રિયાપદનું કર્મ; છતાં જમણી બાજુના વાકયમાં અર્થ પૂરો કરવા નિર્દોષ શબ્દ ઉમેરેલો છે. એટલે કેટલાક સકર્મક ક્રિયાપદોમાં પણ કર્મ હોય છતાં અધૂરો અર્થ પૂરો કરવા કોઈ શબ્દો ઉમરેવામાં આવે છે. અધૂરો અર્થ પૂરો કરવા વપરાયેલા એવા શબ્દો **ક્રિયાપૂરક** કહેવાય છે.

નીચેના વાક્યોમાં ક્રિયાપૂરક નીચે લાલ અને કર્મ નીચે ભુરી લીટી દોરો.

(૧) પ્રેમાનંદ મહાકવિ હતા.

(૨) સૂર્ય રાતો દેખાય છે.

( ૩ ) તે દાતણુ ચાવે છે.
( ૪ ) ઈશ્વર મહાન છે.
( ૫ ) આ ફૂલ સુંદર લાગે છે.
( ૬ ) નર્મદા મોટી નદી છે.
( ૭ ) હું તમને ભલા ગણું છું.

તમે શું કરો છો? હું વાંચું છું. —આમાં વાંચું છું ક્રિયાપદને કર્મ છે? નથી. આપણે મૂકવું હોય તો મૂકી શકીએ? હા.

આ પ્રમાણે કર્મ લઇ શકે એવું સકર્મક ક્રિયાપદ પણ કોઇ કોઈ વાર કર્મ વગર એટલે અકર્મક તરીકે વપરાય છે.

નીચેનાં ક્રિયાપદો સાથે કર્મ વાપરી વાકયો બનાવો.

વાંચતાં હતા. જુએ છે, બોલ્યો હતો, લાવ્યા, વેચો છો, ખાય છે. શીખ્યો, નમીએ છીએ, સાંભળે છે.

## યાદ રાખો

( ૧ ) કર્મ લઈ શકે એવાં ક્રિયાપદો **સકર્મક** અને કર્મ ન લઇ શકે તેવાં ક્રિયાપદો **અકર્મક** કહેવાય છે.

( ૨ ) સકર્મક ક્રિયાપદો પણ કોઇકવાર કર્મ વગર એટલે અકર્મક તરીકે વપરાય છે.

( ૩ ) અકર્મક કે સકર્મક ક્રિયાપદોમાં અધૂરો અર્થ પૂરો કરવા વપરાયેલા શબ્દો ક્રિયાપૂરક કહેવાય છે.

# પાઠ ચૌદમો

## વાકયપૃથક્કરણ

દરેક વાકયના બે વિભાગ પડે છે તે તમે શીખી ગયા છો. કયા કયા બે વિભાગ પડે છે તે કહો. (૧) ઉદ્દેશ્ય (૨) વિધેય.

નીચેના વાકયના બે વિભાગ પાડો.

**બાળકો વાંચે છે.**

આ વાકયમાં ઉદ્દેશ્ય શું છે ? બાળકો.

આ વાકયમાં વિધેય શું છે ? વાંચે છે.

**નાનાં બાળકો વાંચે છે.** —આ વાકયમાં ઉદ્દેશ્ય શું છે ? નાનાં બાળકો. પહેલા વાકયમાં ઉદ્દેશ્ય શું હતું ? બાળકો. આ વાકયમાં ઉદ્દેશ્યમાં કાંઇ વધારો થયો ? હા. નાનાં–એટલો શબ્દ વધ્યો. આ પ્રમાણે ઉદ્દેશ્યમાં વધારો થાય છે. એટલે ઉદ્દેશ્યના બે ભાગ પડે. ઉદ્દેશ્યમાં વધારો બતાવનાર શબ્દ એટલે **ઉદ્દેશ્યવર્ધક** અને **એકલું ઉદ્દેશ્ય.**

| ઉદ્દેશ્ય | |
|---|---|
| ઉદ્દેશ્યવર્ધક | એકલું ઉદ્દેશ્ય |
| નાનાં | બાળકો |

નાનાં બાળકો રોજ વાંચે છે. —આ વાકયમાં વિધેય શું છે ? રોજ વાંચે છે. તેમાં વાંચે છે શું છે ? ક્રિયાપદ. રોજ શું છે ? ક્રિયાપદના અર્થમાં વધારો કરનારું ક્રિયાવિશેષણ. આ પ્રમાણે વિધેયમાં પણ વધારો થઈ શકે અને એ વધારો બતાવનાર શબ્દ **વિધેયવર્ધક** કહેવાય છે.

| ઉદ્દેશ્ય | | વિધેય | |
|---|---|---|---|
| ઉદ્દેશ્યવર્ધક | એકલું ઉદ્દેશ્ય | ક્રિયાપદ | વિધેયવર્ધક |
| નાનાં | બાળકો | વાંચે છે | રોજ |

પરંતુ ક્રિયાપદની સાથે બીજા શબ્દો પણ હોય છે તે તમે જાણો છો. નાનાં બાળકો રોજ ચોપડીઓ વાંચે છે—એમ વાક્ય હોય તો ચોપડીઓ શું કહેવાય? કર્મ. તે જ પ્રમાણે ક્રિયાપદ સાથે ક્રિયાપૂરક પણ હોય એ આપણે શીખી ગયા એટલે એકંદરે નીચે પ્રમાણે વાક્યના વિભાગ થાય.

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| ૧ ઉદ્દેશ્ય વર્ધક | ૧ ક્રિયાપદ |
| ૨ એકલું ઉદ્દેશ્ય | ૨ કર્મ |
| | ૩ ક્રિયાપૂરક |
| | ૪ વિધેયવર્ધક |

વાક્યના આવી રીતે વિભાગ કરવા તે કામને પૃથક્કરણ કહે છે.

નીચે થોડાં વાક્યો આપેલાં છે તે વાક્યોનું પૃથક્કરણ પણ આપેલું છે તે જુઓ.

(૧) રાજા પોતાના પ્રધાનને જુઠ્ઠો માનતો હતો.
(૨) અમે રોજ સવારે શેરડીનો રસ પીએ છીએ.
(૩) નર્મદા મોટી નદી છે.
(૪) સારાં બાલકો હમેશાં સાચું બોલે છે.
(૫) સવારે ઊઠીને અમે ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ.
(૬) મારા મામાનો છોકરો માંદો પડયો છે.
(૭) જમણી બાજુ થઇને, અહીં આવો.

| વાક્ય નંબર | ઉદ્દેશ્ય | | વિધેય | | | |
|---|---|---|---|---|---|---|
| | ઉદ્દેશ્યવર્ધક | એકલું ઉદ્દેશ્ય | ક્રિયાપદ | કર્મ | ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
| ૧ | | રાજા | માનતો હતો | પોતાના પ્રધાનને | જુઠ્ઠો | |
| ૨ | | અમે | પીએ છીએ | શેરડીનો રસ | | રોજ, સવારે |
| ૩ | | નર્મદા | છે | | મોટી નદી | |
| ૪ | સારાં | બાળકો | બોલે છે | સાચું | | હમેશાં |
| ૫ | | અમે | કરીએ છીએ | ઇશ્વરની પ્રાર્થના | | સવારે ઊઠીને |
| ૬ | મારા મામાનો | છોકરો | પડયો છે | | માંદો | |
| ૭ | | (તમે) | આવો | | | જમણી, બાજુ થઈને, અહીં |

નીચે આપેલાં વાકયોનું પૃથક્કરણ કરો.

(૧) હું બહુ બીકણુ હતો.
(૨) હું હમણાં એક દાણાના વેપારીને ત્યાં નોકર છું.
(૩) ઘી કદી ન અભડાય.
(૪) તું તો રોજ પ્રભુનાં દર્શન કરે છે.
(૫) બીજી ઘણી વાર્તાઓ હું તે વખતે સાંભળતો.
(૬) અમે સૌ તે દિવસે નવાં નવાં કપડાં પહેરતાં.
(૭) આમ મારું બચપણુ ગયું.
(૮) ઘરનું નાનામાં નાનું કામ બા જ કરતાં હતાં.
(૯) પરદેશીઓ હિંદને પોતાનો દેશ ગણે છે?
(૧૦) તમે મારે ઘેર કયારે આવશો?

## યાદ રાખો

(૧) વાકયના વિભાગો પાડવાનું કામ પૃથક્કરણ કહેવાય છે.
(૨) ઉદ્દેશ્યમાં વધારો કરે તે ઉદ્દેશ્યવર્ધક અને વિધેયમાં વધારો કરે તે વિધેયવર્ધક કહેવાય છે.

# પાઠ પંદરમો

## પદચ્છેદ

વાક્યો પદોનાં બને છે એ તમે જાણો છો. વાક્યનાં બધાં પદોનો છેદ કરી એટલે તેમને છૂટાં પાડી સમજાવવામાં આવે તે **પદચ્છેદ** કહેવાય છે.

નીચેનાં વાક્યોનો પદચ્છેદ કરેલો છે તે જુઓ.

(૧) સત્યથી ઈશ્વર ખુશ થાય છે.

સત્યથી—નામ

ઈશ્વર—નામ; **થાય છે** નો કર્તા.

ખુશ—વિશેષણ; તેનું વિશેષ્ય **ઈશ્વર**.

થાય છે—અકર્મક ક્રિયાપદ; તેનો કર્તા **ઈશ્વર**.

(૨) મારાં મા અને કાકી રામાયણ અને મહાભારતમાંથી ઘણી કથાઓ મને કહેતાં.

મારાં — સર્વનામ.

મા — નામ; **કહેતાં** નો કર્તા. (૧)

અને — અવ્યય.

કાકી — નામ; કહેતાં નો કર્તા. (૨)

રામાયણ — નામ.

અને — અવ્યય.

મહાભારતમાંથી— નામ.

ઘણી — વિશેષણ; તેનું વિશેષ્ય — **કથાઓ**.

કથાઓ — નામ; **કહેતાં**નું કર્મ.

મને — સર્વનામ.

કહેતાં — સકર્મક ક્રિયાપદ; કર્તા—**મા**, **કાકી**; કર્મ—**કથાઓ**.

( ૩ ) આ નવો તમાસો દેખીને જૂનાં માણુસો બધાં આભાં બની ગયાં.

આ — વિશેષણ; તેનું વિશેષ્ય — **તમાસો.**

નવો — વિશેષણ; તેનું વિશેષ્ય — **તમાસો.**

તમાસો — નામ — દેખીને કૃદન્તનું કર્મ.

દેખીને — કૃદન્ત.

જૂનાં — વિશેષણ; તેનું વિશેષ્ય — માણુસો.

માણુસો — નામ; **બની ગયાં** નો કર્તા.

બધાં — વિશેષણ; તેનું વિશેષ્ય — માણુસો.

આભાં — વિશેષણ; તેનું વિશેષ્ય — માણુસો.

બની ગયાં — અકર્મક ક્રિયાપદ; કર્તા — માણુસો.

આ પ્રમાણે નીચે આપેલાં વાકયોના દરેક શબ્દનો પદચ્છેદ કરો.

( ૧ ) દેશનું આખું રૂપ જ બદલાયું.

( ૨ ) ગુજરાત આપણો દેશ છે.

( ૩ ) તમને શું ગમે છે ?

( ૪ ) તમને કારેલાંનું શાક ભાવે કે નહિ ?

( ૫ ) રામ અને લક્ષ્મણ સીતા સાથે વનમાં ગયા.

( ૬ ) રામનું લશ્કર વાંદરાઓનું હતું.

( ૭ ) જે દિશામાં સૂર્ય ઊગે તે પૂર્વ દિશા કહેવાય છે.

## યાદ રાખો

**પદચ્છેદ એટલે વાકયનાં પદોને છૂટાં છૂટાં સમજાવવાં તે.**

# પાઠ સોળમો

## શબ્દના અર્થ

દરેક શબ્દને અર્થ હોવો જોઇએ એ તમે જાણો છો. નીચે આપેલા શબ્દોના અર્થ લખો.

જળ =

પુષ્પ =

દોષ =

સત્ય =

અસત્ય =

નિર્દોષ =

નિર્જળ =

નીચે લખેલાં વકયો વાંચો.

(૧) મારા સામું જો.

(૨) જો તું આવીશ તો હું તને ચોપડી આપીશ.

પહેલા વાકયમાં જો શબ્દનો શો અર્થ છે તે કહો. બીજા વાકયમાં જો શબ્દનો શો અર્થ છે તે કહો. આ પ્રમાણે એક જ શબ્દના એકથી વધારે પણ અર્થ હોય છે અને તે આપણને વાકય ઉપરથી સમજાય છે.

૧ તેને વેપારમાં ખોટ ગઇ.

(ખોટ = નુકશાન)

૨ તેને પૈસાની શી ખોટ છે!

(ખોટ = ઓછાપણું)

૧ રામે તીર ફેંકયું.

(તીર = બાણ)

૨ અમે ફરતાં ફરતાં નદીને તીરે પહોંચ્યા.

( તીર = કાંઠો )

૧ શિક્ષક માનને પાત્ર છે.

( પાત્ર=લાયક )

૨ મેં તાંબાના પાત્રમાં દૂધ લીધું.

( પાત્ર=વાસણ )

૩ હરિશ્ચન્દ્રના નાટકમાં રાજાનું પાત્ર કોણે ભજવ્યું ?

( પાત્ર=નાટકનો વેશ )

૧ હું રોજ ભાત ખાઉં છું.

( ભાત=રાંધેલા ચોખા )

૨ આ કપડામાં સારી ભાત નથી.

( ભાત=છાપ )

એ પ્રમાણે એક જ શબ્દના જુદા જુદા અર્થ હોય છે તે તમે જોયું. તમે આવા શબ્દો જાણતા હો તો લખો અને તે વાપરીને વાકયો બનાવો. તમે ગુજરાતી પાઠ વાંચતા હો ત્યારે આવા શબ્દો આવે તો નોંધી લેજો અને અહીં લખી તે શબ્દોનાં વાકયો બનાવજો.

# લેખન

## ચિત્ર પહેલું



[ આ ચિત્રમાં તમે શું શું જુઓ છો? આખું ચિત્ર બરાબર ધ્યાનથી જોઈ જાઓ. પછી એ ચિત્ર વિશે આઠ દશ વાક્યો લખો. તમારી જોવાની શક્તિનો બરાબર ઉપયોગ કરજો. ]

## ચિત્ર બીજું



[ આ ચિત્રને બરાબર જોઈને તેના વિષે થોડાક સવાલ તૈયાર કરો. એ સવાલના જવાબ તમારા મિત્રોને પૂછી ને અથવા તમે જાતે લખો. ]

# ચિત્ર ત્રીજું



[ આ ચિત્રમાં વાંદરાઓ શું કરે છે તે લખો અને તે ઉપરથી વાંદરાની ટેવો વિશે ચાર પાંચ વાકયો લખો. ]

# ચિત્ર ચોથુ



[ આ ચિત્ર વિશે થોડાંક વાકયો લખો. તે ઉપરાંત ગાય શા ઉપયોગમાં આવે છે તે વિશે ચાર પાંચ વાકયો લખો. ]

વ્યાકરણપરિચય ભાગ ૨ જો

વ્યાકરણપરિચય ભાગ ૩ જો



હાઇસ્કૂલના ઉપલા ધોરણો
માટે
વ્યાકરણપરિચય



ધી જનરલ બુક ડીપો
મુંબઇ ૨.





MY LESSONS IN ENGLISH
Book 1 For Standard I



MY LESSONS IN ENGLISH
Book 2 For Standard II



MY LESSONS IN ENGLISH
Book 3 For Standard III



*Can be had from:—*

**THE GENERAL BOOK DEPOT**

**BOMBAY, 2**



Cover Pr:nters-M. Vadilal & Co. Bombay 2